એક વખત ત્રણ ભયંકર લૂંટારા હતા. તેઓ લાંબી કાળી ભૂશિર અને લાંબી કાળી ટોપી પહેરતા હતા. એક પાસે પિસ્તોલ, બીજા પાસે મરી ની ફૂંકણી અને ત્રીજા પાસે એક બે-ધારી લાલ કુહાડી હતી. એનાથી તેઓ રાહગીરો અને મુસાફરો ને લૂંટતા હતા.

પછી એક રાતે એમની મુલાકાત ટિફની નામની એક અનાથ છોકરી સાથે થઈ. "આ બધું તમે શા માટે કરી રહ્યા છો?" છોકરી એ એમની વિશાળ સંપત્તિ જોઈને લૂંટારાઓ ને પૂછ્યું. એ પછી લૂંટારાઓ એ બહુ વિચાર્યું અને એમનું દિલ બદલાયું અને એમણે એક નવો વ્યવસાય શરૂ કર્યો.



એક સમય ની વાત છે, ત્રણ ભયંકર લૂંટારા હતા. એ સંતાવા માટે કાળી ભૂશિર અને લાંબી કાળી ટોપી પહેરતા હતા.





એક પાસે પિસ્તોલ, બીજા પાસે મરી ની ફૂંકણી અને ત્રીજા પાસે એક બે-ધારી લાલ કુહાડી હતી.









તેઓ રાત ના અંધારા માં રાહગીરો અને
મુસાફરો ની તલાશ માં સડકો પર ચક્કર
મારતા હતા.



એ બધા ને ડરાવતા, ધમકાવતા હતા. એમને જોઈ ને મહિલાઓ બેહોશ થઈ જતી હતી. બહાદુર માણસો પોતાનો જીવ બચાવી ને ભાગતા હતા. એમને જોતા જ કૂતરા પણ રફુચક્કર થઈ જતા હતા.

વાહન ને રોકવા લૂંટારા ઘોડા ની આંખ માં
મરી નો પાઉડર ફૂંકતા હતા.





એ એની ધારદાર કુહાડી થી ગાડી ના પૈડાં તોડી નાંખતા હતા.



લૂંટારાઓ ની છુપાવાની જગ્યા એક ઊંચા
પહાડ ઉપર એક ગુફા માં હતી. ત્યાં તેઓ ચોરી
નો સામાન છુપાવી ને રાખતા હતા.





તેઓ પિસ્તોલ થી યાત્રીઓ ને
ધમકાવતા હતા અને પછી એમને
લૂંટતા હતા.



એમની પાસે સંદૂક ભરી-ભરી ને સોનુ, ઝવેરાત,
પૈસા, ઘડિયાળ, વીંટી અને કિંમતી પથ્થર હતા.



એક સુમસામ કાળી રાત્રે લૂંટારાઓ એ એક
ગાડી ને રોકી જેમાં ફક્ત એક યાત્રી હતી -
ટિફની નામની એક અનાથ નાની બાળકી. એ
એની દૃષ્ટ કાકી સાથે રહેવા જઈ રહી હતી.
લૂંટારુઓ ને મળી ને ટિફની બહુ ખુશ થઈ.



ટિફની પાસે કોઈ ખજાનો ન હતો, એટલે ચોરો એને એક ગરમ શાલ માં લપેટી અને એને પોતાની સાથે લઈ ગયા.



એમણે એમની ગુફા ના એક ખૂણા માં
એને માટે એક નરમ પથારી કરી.
ટિફની ત્યાં જ સૂઈ ગઇ.



બીજે દિવસે એ ઉઠી તો એણે એની ચારે બાજુ ચળકતી દૌલત થી ભરેલા સંદૂક જોયા..

"આ બધું શેને માટે છે?" ટિફની એ પૂછ્યું.

લૂંટારા બઘવાઈ ગયા અને એમને કોઈ યોગ્ય જવાબ ન સૂઝયો.

એમણે ક્યારેય વિચાર્યું જ ન હતું કે એ એમની સંપત્તિ કેવી રીતે વાપરશે.



એટલે એમની ધન-દૌલત નો સદુપયોગ
કરવા એમણે બધા અનાથ, ગરીબ, દુઃખી અને
સડક પર ભટકતા બાળકો ને ભેગા કર્યા.







પછી એમણે એ બધા બાળકો ને રહેવા
માટે એક સુંદર મહેલ ખરીદ્યો.

બધા બાળકો લાલ કોટ અને લાલ ટોપી પહેરી ને એમના નવા ઘર માં રહેવા ગયા.



એ મહેલ ની વાત આખા દેશ માં ફેલાઈ.

પછી એ ત્રણેય લૂંટારા ના દરવાજા પર લોકો રોજ નવા-નવા બાળકો લઈને આવતા.



બાળકો એ મહેલ માં ત્યાં સુધી રહ્યા જ્યાં સુધી એ લગ્ન કરવાને લાયક થઈ ગયા. પછી બાળકોએ મહેલ ની ચારે બાજુ પોત-પોતાના ઘર બનાવ્યા. ધીરે-ધીરે ત્યાં એક ગામ વસી ગયું જ્યાં લોકો લાલ કપડાં અને લાલ ટોપી પહેરતા હતા. પછી એ બાળકો એ પોતાના સહાયક પિતા ની યાદ માં ત્રણ ઊંચા મિનારા બનાવ્યા. ત્રણે લૂંટારા માટે એક-એક.



સમાપ્ત